# ગુલાબનાં ફુલ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

જેશીંગભાઇ મોતીલાલ શાહ.

રીચીરોડ—અમદાવાદ.

અમદાવાદમાં

ધી રત્નસાગર પ્રિન્ટીંગ પ્રેસમાં શા. અમરતલાલ
જેશીંગભાઇએ છાપ્યું.

આવૃત્તી ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૬૯ સને ૧૯૧૩

કીંમત આઠ આના.

# ગુલાબના ફુલ.

---

1 સુરદાસ.

પર દયા લાવો રે, દયાળુ દેવા દાસપરે લાવો,
સંસારી સબંધ તોડી, જીવ આપ ચરણે જોડી,
હું તો બની બેઠો બાવો બાવોરે, દયાળુ દેવા દાસપરે દયા લાવો.
આંખ વીનાનુ સંકટ આવુ, ખાડા માંહી ગોથા ખાવુ,
વારે અવીનાશી આવો આવોરે, દયાળુ દેવા દાસપરે દયા લાવો.

2 સુરદાસ.

આંખ વીના અંધારૂરે. સદાય મારે આંખ વીના અંધારૂ.
કોઇ કહેશે લાલ લીલુ આ ધોળુને આ પીળુ,
મારે મન સઘળુ ખારૂ ખારૂ રે, સદાય મારે આંખ વીનાનુ અંધારૂ
કોઇને જગ લાગે ખારૂ, કોઇને લાગે નઠારૂ,
મારે મન જીવતર ખારૂ ખારૂરે, સદા મારે આંખ વીનાનુ અંધારૂ.

3 નરસીંહ મેહેતો.

વહાલા વેગે આવોરે, દયાદીલ લાવોરે, બીડું મારી ભાગવા હોજી.
નહિ આવો તો છાના ક્યાડું હું છીદ્ર વહાલા;
હિડામા ઉજીળી, ગોવાળીઆમાં વાશ.
ખાંધે કાળી કામળી, માગી પીતા છાશ;
હુ રાખું તમથી દાવો રે બીડુ મારી ભાગવા હોજી.
એમાના બે બાપના, નકટા નીર્લજ બાળ;
મહિમાખણુના ચોરણ, કંસ તણા હે કાળ.
સોડ તજો રાધા તણી, દુરિજન આપે ગાલ;
ધીરા વેગે ધાવો રે, બીડું મારી ભાગવા હોજી

4

સમજ સત્કર્મ કરીલો ભાઇ, કાયા આકાલ જશે કરમાઇ;
રામ ગયા રાવણ ગયોને, ગયા કૃષ્ણ ગયો કંસ.
બળવીર પણ બળહીણુ બન્યા, જ્યાં કડણુ કારતો ડંસ સમજ;
સ્વારથ તણો સંસાર સુદ સું, માયામાં રહ્યો મોહી.
કાળ ઝપાટ ઝપટસે ત્યારે, રહીશ સાકળ રોઇ, સમજ

માત તાતને ભ્રાત ભગની, કોઇ નવ સાથે જાય;
પાપ પુન્યએ પ્રભુ દરબારે, ત્રાજવા માંહી તોલાય.

૫ પવિત્ર લીલાવંજ.

ફરી વેશ્યાની યારી ઉભા અટારી, ભાભી અમારી પેલા તમારા પ્રતી.
જાવો થાઓ મેંયારી, ભાભી અમારી પેલા તમારા પ્રાણુ, પ્રાણુ;
વીંછીનો આકડો વેશ્યા છે વસમી, જો જો ન થાએ જાણુ.
જાણુશે તો ઝેર આંગુશે જાગુ, કરશે રાંડ રોકાણુ,
જુએ જલકી ઝારી, હાથમાં ધારી બેઠા અઠારી. પેલા તમારા પ્રાણુ.

૬ લીલાવતી.

ઘટઘટમા તીરથ રહયો, ઘટમા આતમારામ,
પ્રેમી મન તીરથ વસો, પ્રીતમ સાલીગરામ.
દાઝયો ભુડા દુધથી, છોડે છે શીદ છાશ;
સાહસ કરતાં પ્રાણીઆ, સુખનું સત્યાનાશ

૭ હરિશ્ચંદ્ર.

ઇંદ્ર સાત થાઓ સાંત થાઓ, તમે રૂષી રાય.
કરો નહિ કલેશ કાંઇ, પોતાના રે કાંય,
ધીરા થઇને સાભળો, મારી એક વાત;
સન્ત કરો બને જણા અત્રે એક સાક્ષાત,
હારે બને જણુમા કોઇ આપે તપ ફળ.
ખાલી કલેશ શાને કરો, થઇને આપ વીકળ,
ત્રી કબુલ કબુલ કબુલ સર્વ છે અમારો રાય;
ટારે અમ એમ તેનુ. તપ ફળ જાય

૮ જુગલ જુગારી.

અમો અબળાને માયા વ્હાલીરે વ્હાલીરે વ્હાલી,
પ્રીતી વહાલી રે અમોને વસ્ત્ર કસવો ઘરેણા ઘડાવો
મોતીડે મડાતો મન ખાલીરે ખાલીરે ખાલી મન ખાલીરે—
નેહની નજરે નાથજી મારી નારી બને ઘેલી રે
કાલી રે કાલી ઘેલી કાલી રે—અમો

૯ જુગલ જુગારી.

વહાલમજી સાડી ગુલાબી મંગાવો.
પોલકા બનાવો મોતીડાં ટંકાવો.
બંગડી બે હીરાની, મોંઘી મઢાવો.—વહાલમજી.

સાખી.

સુરતમાંજ જણાય છે, ધુતારાના ઢંગ;
જેવો વાનો પુરશો, તેવો ચડશે રંગ.
હાસીના હુલાસમાં રસીલી તારી રોસાઇ એ—વહાલમજી

૧૦ કરણઘેલો.

ચાહે તું ધીકાર માર પ્યારમાં બોલાવીને,
પ્યારમાં બોલાવી પ્રાણુ સુખમાં ડોલાવીને—ચાહે.
ચુક પડી ક્ષમા કર કઉલા હવે,
શાંતિ તું પમાડ વિરહ અગ્નિને ઓલાવીને—ચાહે
તારા સમાન નથી વહાલી બીજી મને,
માન મુક માનીતી મન મદને બોલાવીને—ચાહે

૧૧ કળાવતી.

સ્વામી મળવાની લાલ, ચહાય આ પ્રાણીરે. સ્વામી.
તુજ આધારે જીવન દોરી, કરો શું વખાણુ સ્વયંવરલાણુ.
તારે હાથ પ્રાણ, લેજો મારા પ્રાણ.
પ્રાણ પ્રાણ પ્રાણ સ્વામી.
હવે ચાલો. બહુ ગાળો વખત ઠાલો, જરી બાલો.
કોક પકડે, બાજી બગડે, થશે !હાણુ સઉ ટાલો. સ્વામી.

૧૨ ખુને નાહક.

મોહનીયા પ્યારી સનમસે મલાવો
જો ચાહો જો માગો વોહી મોસે પાવો
એહ મુંહ કાલા ઓર મસાલા જાકે ખુશકા ખાવો
મયજલા હું પરકમે તુમ ઓર ન આગ લગાવો
જનમ એહ ગુન ગાતુ બીનતી સદા મય કરૂ.

૧૩ મુળરાજ સોલંકી.

સનનન સોહે સાવરીયા શામ
પ્યારે પ્યારે નયનામે વારી વારી જાઉ. સનનન
એક તો ડાલે પીયા મુખડેપે આગલ દુજે દીખાવે ઉગલોઆરામ
તીજ ભરે મેરી છતીયાપે, ચુટકી કયા જાદુ ડાલે ગુજરીયા શામ
તીકજ ભાગે મેરા જીયા લુભાવે નયનોકી કારી પતગાયા રામ
જાઓ હટોજી ન ખધયાં મગેરે છોડો હમારી ડગરીયા શામ

૧૪ સુંદરવેણી.

જોબનના રંગમાં ઝુલે.

રમશો ના જોઇશ મન મોહનની સંગ--રંગમાં.
છણુકો કરતી છલબલી ઠપકો દે થડ્ડ દંગ.
તુજ શમનાના શરમ મુકીએજો જો મચાવીશ જંગ--રંગમાં.
મંદન રંગથી પ્રફુલિત થાશે ચપાએલ આતંગ
મહાલશું ચાલશુ પ્રીતમ પ્રીત પણ નહિ આવે ઢંગ રંગમાં.

૧૫ રાજબીજ.

ગણે જુદાઇ પ્રાણુ બની શીદ અણુજાણુ
મળી આનંદ લ્હાણુ ચાલ ચમન ઉડાવ.
તું છે છબીલી નાર, થાર હું રંગીલો ભરતાર
બન્યું જોડુ નીરધાર મણી કુંદન જડાવ
ઢાંક માથાની વેણુ, કાળી નાગતણી ફેણુ,
પ્યારી અણી આલાનેણુ જરા ધીરે નચાવ
વાગ્યો કલેજે કારી ઘાવ, દુખ દેણુ ભારી.
જરા થા દયાળુ પ્યારી, મને મરતો બચાવ
જોયું જ્યારથી આ મુખ, કામ આપે બહુ દુખ,
ગયો ચોર મારૂં સુખ, પ્રિયે પાછુ અપાવ.

૧૬ સતી અનસુયા.

હાહારે સતો સત સમાગમ મોટો, હાંહાં૦
જેનો ત્રીભુવનમા નહીં જોટો--જોટોરે--સંતો.
કરવો હરિભજન વ્યાપાર (૨)
જેમાં કદી ન આવ તોટો--તોટોરે--સંતો.
જગમા જાયું તે જાવાનું (૨)
કરતાં ખળ ખોરભો ખોટો--ખોટોરે--સંતો,
ધરવુ ધ્યાન હરીનું સાચું (૨)
એ વીણુ સઘળો ગરબડ ગોટો-ગોટોરે- સતો.

૧૭ મદન વસંત.

કહુ વાત હું વિગતે વિચાર, વનિતા વખત વધુ ન લગાડ
કર ધરીને કરવર પ્યાર વનિતા લખત વધુ ન લગાડ
રંગે રમાડું સંગે જમાડુ, પ્રીતિ ચખાડું રીતિ દેખાડું.
રસમાં ડુબાવુ નાર, વનિતા વખત વધુ ન લગાડ,
વિધ વિધ સાડી પહેરાવું દાડી કમખાને ચોળીને ચણીયોને નાડી
હાર હીરાનાનો માળ સુવાળી ઝાંઝર ઝુમણા મોતીની વાળી
ખવરાવુ પકવાન થા તું તો જાડી પગમાં એ જોડાને છત્રીશે કાળી

ચડવાને ગાડીને ફરવાને વાડી હું તારો લાડો ને તું મારી લાડી
હું તારો પાડો ને તું મારી પાડી
મીઠા મીઠા મેવા ને જોઇને જોઇને લેવા
લહેરાજીના વીવાહ નહી ખાવા કે પીવા
તું ચાલને થા તઇયાર-વનિતા-કહું.

૧૮ સુરદાસ.

બીલ્વ—આ તારા વચનો સારાં સ્નેહે સાંભળતાં
શાંતી પામ્યું છે મન ધારૂં રે આજે-
જગની જંજાળમાંથી બળતા બચાવોજી
ધન્ય ગુરૂ ચિંતામણી ધારૂ રે આજે-
ચીન્તા—ભક્તિ ભગવાન કેરી કરતાં હમેશાંજી
થવાનું ત્વરાએ શુભ તારૂ રે-શાણા
બીલ્વ—આ તારાં વચનો સાચાં

૧૯ ભક્તિવિજય.

મને વ્રજવાસ છે વ્હાલો, કરો શિઘ્ર આગ્રહ ઢાલોરે
સગાં સહોદર માત ને તાતના ફોગટ છે બહુ ફંદ,
આનંદમુર્તી નંદકુમારની સ્નેહે ધરી સુખકંદ.
પાયો મને પ્રેમનો પ્યાલોરે. કરો૦
અધમ સ્વામીને લેજો ઉગારી, બહુ વિધ આપી બોધ;
આપની ભક્તિ નહીં કદી ભુલથી નહિ કરૂ અવરોધ.
મીરાં ચીતોડમાં ચાલોર. ક૦
ભુધરને ભજી દુર ધરી મેં દુનિયાની દરકાર,
પ્રાણ જતાં પણ હું નહિ ચુકું લાલની પ્રિત લગાર.
ખોટા સહુ જગના ખ્યાલોરે.

૨૦ ભક્તિવિજય.

મારા રંગીલા ગીરિધરલાલ આવ્યા રૂડું રૂપ ધરી,
દાસી મીરાંને દિનદયાળ ભેટો વેગે ભાવ ધરી,
જાણ્યું નથી જેણે હજી શુદ્ધ તમારૂં સ્વરૂપ,
ડરશે એ દિલમાંહી, હુંતો આનંદ પામીશું અનુપ—ભેટો—મીરાં
જળ સ્થળમાં હું જોઉં છુ, તમને ત્રિભુવન નાથ,
ડરવાની નથી દેવ હું તો બળથી દોડીને ભરૂ બાથ મીરાં.

૨૧ ભક્તિવિજય.

બેલી બધરે હુંતો બેલી બધ, હું બાળા નંદલાલ વાંસે હુંતો બેલી

નામ લઇ રે એનું નામ લઇ હું તો વખાન કીતાવું એનુ, નામ લઇ
આ રે સંસારીયાનું સગપણ છોડી રે (૨)
રૂડા રસ સાથે રાચી, રહી, વહાલા
લગની લાગી છે મને લટકાળા લાલથી રે (૨)
જપુ કાનુડાની માળા કરમાં ગ્રહી વહાલા.

૨૨ જયરાજ.

મોહન આવો મલપતાને, પોઢો પ્રેમે પલંગ,
અંગ પુલ્યાં નવરંગ અમારાં, રાચ રમોને રંગ.
સલુણા સાહેબાજી હો, મોરે મન મોહની લાગી રાજ.
આજ ભરી ભર રંગ તમોને છાંટું છબીલા છેલ
ચઉદ બ્રહ્માંડ શકિત બને એવા ખાતે બતાવું ખેલ-સ૦
એક છબી છે આપની એવીજ સુરજ કોટી સમાય.
પીરસી પીરસી કચન થાશું હરખ હઇયે ન સમાય-સ૦

૨૩ સુરદાસ

હુનો ભજન કરીશ હરીનું, સદા સુખે--ભજન
આ સંસાર આગસમ લાગે મિથ્યા ધ્વાંશં મારી હારી.
નહી કોઇને કહેવા તમારી વાત આ બધાઉં છું.
રાખો ભરસો હ્રદયમાં, હું દેવના સમ ખાઉ છું
છોડો ક્ષમા લાવી મને, ઝટ અહિંથી જાવા દિઓ
સંતો તણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાવા દિઓ

૨૪ સુરદાસ.

મેં નયનો છોડયો ભાસ, નયનો કરીને ન્યારા.
ઘટ ઘરમાં કરજો વાસ, પ્રીતે પ્રભુજી પ્યારા--ટેક
વીઠલ વહાલું બીરદ વીચારી, આ સેવકને લેજો ઉગારી
વ્યાધી વીદારી શરણે સ્વીકારી ટાળો હરો મુજ ત્રાસ રે-મેં નયનો
આંખ વીના અતીશય દુખી થાશે જીંદગી આની શી રીતે જાશે
થાયે હવે શું ગભરાયે હવે શું શાને બનો છો ઉદાસરે

૨૫ સતી દ્રૌપદી.

શામળીઆજી કરજો મારી સહાયરે
વ્હાલા ગરૂડે ચડીને વેલા આવજો રે
શામ સલુણા શુભદ્રાના વીર રે
આ દીન બાળાની લાજ દયાળુ રાખજો રે
છોગાળા છે વાત છેલ્લી નથી કોઇ મારૂ બેલી.

વા'લા તુજ ગુણની ઘેલી દાસી દુખમાં ડુબેલી,
દુખીની દાદ ને ફરીયાદ ' અંતર લાવજોરે
કઉરવ કર્મ ચંડાળ દુસીયાસન નિર્દય અરે,
જોતા પાંચ ભરથાર પાપી પટકુળ તાણુતો;
વા'રે આવોને દયા દીલ લાવોને
નાથ હું અનાથ નારી ભરૂસો છે ભુધર ભારી,
જેવી તેવી છું તમારી વા'લા દેસો ના વિસારી
હેતે હળધરજીના વીર આવી ઉગારજોરે.

૨૬ સુરદાસ.

વ્હાલા વૃજલાલ સાથે લાગીરે લગનીયાં મહારી મહારાજ
પ્યારી છબી શામળાની સ્થાપી ઘટ ઘરમાં મેં તો
એને હાથે છે મારી લાજ
વંદ્રાવનમાં ફરતા ધરતા વરતા આ આ......વ્હાલા,
હઇડે નીત હેત ધારી બંધુ ' હળધરના
હું તો સેવું છોડીને બીજા...વંદ્રા......આ વ્હાલા,

૨૭ સતી દ્રૌપદી.

ગોવીંદ ગુણ ગાઓ રે નરનાર,
ગોપાળ ગુણ ગાવો રે નરનાર
ગીરીધરશ્રી ધરશ્રી મુરલીધર
નામથી નેહ લગાવો રે—હાં નેહ લગાવોરે.
મારૂં તારૂં મિથ્યા ' માની કૃષ્ણ કૃષ્ણ કહે જાવો રે. રે૦
અધમ ઉધારણ ભવ જળ તારણ,
નિરભય નામથી થાવો રે ભય નામથી જાવો રે. રે૦

૨૮

જાગરે જીવ સંભારને શ્રીહરી શઠ થઈ શું સુતો સોડ તાણી
પોટલાં પાપનાં બાંધીયા સાથ નવ જ્ઞાનુ વઇરાગની વાત જાણી—
દિવસે ચોદિશ ભમ્યો રાત નિદ્રા વિશે સ્વપ્નમાં સબાંરે ખોટી માયા
જન્મીને જીવનનો સાર જાણ્યો નહી નવ ઘડી એક ગોવીંદ ગાયા
મોહમાં રહી મચ્યો પ્રપંચમાં તું પચ્યો ચિંતામણી એળે ખોયો
વાર્યું કરતો નથી હાર્યું કરતું પડે અંતે પસ્તાઇ પસ્તાઇ રોયો.

૨૯ મીરાંબાઇ.

હરી મારા હૃદયે રહેજો પ્રભુ મારી પાસે રેહેજો
મોજે મારા વાલા સાથ મને દીનનો વિશ્વાસ છે

મીરાંબાઇને મારવા જ્યારે રાણે હઠ લીધી રામ--મને
ઝેરના પ્યાલા મીરાંબાઇએ અમૃત કરી આરોગ્યા રામ--
જુનાગઢના ચોકમાં જ્યારે નાગરે હઠ લીધી રામ--મને૦
નરસિંહ મહેતાની હુંડી લઇને દ્વારીકામાં દીધી રામ--મને૦
સબરી કેરાં એઠાં બોર પ્રેમે કરી આરોગ્યા રામ--મને૦
ત્રણ ભુવનના નાથ રામને મીરાબાઇએ ગાયા રામ--

૩૦ વિક્રમચરિત્ર.

નજર કરો નાથ જરા ઓળખી લ્યો નારી,
શુ હું બીજી કે કંથ આપનીજ પ્યારી--નજર૦
હેમ પ્યાલો હાથમા ને મહી મીઠું દુધ.
પીયુ સામા પાસથી શું તેની ભુલ્યા શુધ
કોણ હતી એ તે કંથ દુધ પાનારી--નજર૦

૩૧ સદેવત સાવળીંગા.

વેહેલા ઉઘાડો દ્વાર, સદેવંત વહેલા ઉઘાડો દ્વાર,
એકલી બીહું છું હું બહાર, સદેવંન વહેલા ઉઘાડો;
માટે લગાડો ન વાર, સદેવત વહેલા ઉઘાડો--ટેક,
છે મનથી તુજ મશ્કરી, જીવજ મારો જાય
ઉભી રહું આંહી એકલી, તેમ તેમ હ્રદય ચીરાય--સદે૦
માત પિતા મે પરહર્યા, તજી નાત ને જાત;
તમ અરથે બની ઘેલડી, આખી માઝમ રાત--સદે૦
હવે હદ થઇ વાલમાં દરશન દો ઝટ આપ
શકિત સહન કરતી નથી, તમ વિયોગ કેરો તાપ--સદે૦

૩૨ નંદ બત્રીસી.

મન ભુલાવે મન લોભાવે, મન ચકડોળે મન ચડાવેજી;
શુધ પવિત્ર નિરમળ આત્મા, કાદવે રગદોળાવેજી,
જોવાનું તે નવ દે જોવા, નહી જોવાનું બતાવજી
અમરત મુકી વીખને વળગે નરક મહી રોળાવેજી
વારૂ વનીતા વીશ્વ મહી છે, કોઇ ગોરી કાળીજી;
તૃપ્તિ છે સંતોષ મહી નથી, સુખકર વૃદ્ધ બાળીજી--

૩૩ ઉમાદેવડી.

ગાજે ગગન ગરરર ગગન ગરરર ઝમકે વિજળીયો ઝરરર,
વરસાદ ઝરમર વરસાદ ઝરમર વિયોગીના ચીર ચરરર
હાય અરરર સ્વામી સોડે પેસે સરરર--ગાજે૦

હરીયારી ભુલી ભલી, હરીઆળા વળી વન,
હરીયાળુ સંજોગમાં,
અરે વીરહે ઉડે છે અંગનરે સજની મદન પીડા ક્યાં કહીએ
બાળા રહીએરે મનમા મુઝાઇએ--સજની૦
નદીઓ ખરરર નાસતી સાગર સ્વામી પાસ
મોર મયુરીને મળે
ચટપટ લાગે રે આવે સમે ભોગી ભેટવા રે
માતાજી મેર જો કરે, કુંવારી કોડે કરગરે
મચ્યો મદન મહાવીર, મચ્યો મદન મહાવીર,
થઇએ માતાજી અમે થરરર--ગાજે૦

૩૪ વીણાવેલી.

રે અડીઆળા રઘુવીર જગદાધારજો
આજીજી આ અબળાની અવધારજો રે
હુ દીન બાળા કોપ્યા કથ કુમારજો
વાદળ વરસે રૂધીર મુશળ ધારજો
ભલે આ જીવ જાય બ્રહ્માંડ માંય
કદી નાથ આજ્ઞા લોપીશ નહિ
મતી સંત જીવે પતિ ગુણ ગાઇ
સતીની ગતી છે પતિ હાથ સ્હાઇ
રે દીન બધુ--જાળવજો ભરથાર જો
છેવટના છે પ્રણામ પ્રાણાધારજો

૩૫ ભકતરાજ અમરીસ.

ચાલ ચાલરે મારા સમ ભસીયા,
તારી ઠમકતી ચાલ મને બહુ ગમતી,
વાકી પુછડી નથી સીધી વળતી
તારો કઠણુ બોલ ત્રાંબીઆનો તોલ,
તુ તુ તુ કોલ આપરે વહાલા વસ વસીયા. ચાલ૦

૩૬ ભકતરાજ અમરીસ.

જાદુથી ભુલાવે છે આ ભાન, નટખટ બહુ કર પિછાન, ( જાદુથી૦
લુટારો છે કે ઠગારો કોઇ, મોત વિણ મરવા આવ્યો નાદાન
ઠગાઇથી ઘુસ્યો ઘરમાં આતો,
જોઈ એનું મુખ મારો જીવડો જાતો.
(અલીએ હું આનો બાપછું શુધ ખાપ, તારો વર હ''

આવું અ[illegible] કર)
(જાને રોયા ધરબારો, જો વહુ તારિમી, ખડ મુખે ખા લાજી મર
આપણે પજતથી રહીએ બાપુડી આવું ના કહીએ
દુર હઠ પાજી છોડ પતરાજી.
ઠીક, ઠીક, ઠીક.
વારે મારા ઘુઘરાળા, લટકારા ચટકાળા વ્હાલજી વાલમજી
ટોપડું ઝાલજે અમથુડા આનુ જઇ
અરદન મારીગે મ્હોમાં ડુચો દઇ;
ફટ ફટ છોકરાં,
જા ઠગ ડોકરા,
મુક ડોક મારી કહુ છું ગઇ ભાંગી.
લ્હાવો લીયો શેઠ મોં માગી લે, લે, લે,
ચાલો મસ્તીયા અમથુડા એને જવા દીએ,
એ તરવન હેવાન.

૩૭ ભકતરાજ અમરીશ.

મોહનજીને મળવા તલપે મારૂ ચીતરે,
પ્રેમની આંખો પ્રેમની પાંખો;
પ્રેમના ગાઉં મુખે ગીતરે--મોહનજી.
સાગર સંગે સરીતા ઉમંગે
મળવા દોડે ધરી પ્રીત રે—મોહનજી૦
પ્રેમે મળશું જ્ઞાનમાં ભળશું,
વહેલા વળાશું હા ખચીત રે—મોહનજી.

૩૮ જગતસિંહ.

દુનિયામાં નથી કોઇએ દીઠો પ્રેમ કીનારો,
સાગર મડી કુદનો પ્રેમી કોઇએ ન ઉગાર્યો—દુનીયા૦
મતલબમા મુઝાએલો ભમર એમ ભમાયો,
પ્રેમાધ બની પુષ્પ કમળમા એહ બીડાયો—દુનીયા૦
પખી પરદેશી પ્રગ વગડે જઇને મુઝાયો,
ઝાડીમાં મળી વાટ નહિ એમ ચાયડાયો—દુનીયા૦
આ મિત્ર મળે ભોમીઓ, આવે હવે આરો,
નહીતો ધવાએલો પડે એ બળદ બીચારો—દુનીયા૦

૩૯ ભકતરાજ અમરીસ.

શાથી સુંદર છે મારા નાથ—મારો નાથ રે

ભક્તમણી એ દાસ કૃષ્ણુનાથજી,
ગુણુસાગર એ નટવર નાગર;
મોહી અમર વરને સોંપ્યો હાથ (૩) રે—ભક્ત૦
કરવાને મનના ભાગનો તન,
સંસાર કરીશું એનો સાથ (૩) રે—ભક્ત૦

૪૦ નંદ બત્રીસી.

જાગી જોને તું જીવડા, અલ્યા જાગી જો જરી;
સુતો શું અભાગી, સુખના સ્વપ્નમાં ઠરી (૨) જાગી.
સ્વારથનું સગપણુ સંસારે, તેમાં મુઢ તું શું લપટાએ,
કહું શું મુરખડા હજુ માયા ના ગરી,
ચાહના ચીતની ના ચળી, તૃષ્ણા તનની ના ટળી—જાગી.
ફરે મરણુના માથે રે ફેરો સુકૃત કરીને ભવજળ તરીએ;
માનવ દેહ મોંઘો ઘેલા મળશે ના ફરી
ગાડા મળશે ના ફરી, ગુમાની મરશે ના ફરી
વય નો જાયે છે વહી, તે ચીનમાં કાં નહી—જાગી.

૪૧ નંદબત્રીસી.

આ સ્વપ્ન સમ સંસાર સમજી લ્યોને શાણા,
દુર્લભ માનવ અવતાર અવની મહી એ રાણી.
બાળપણું રમતા ગુમાવે,
જુવાનીમાં લંપટપણુ ભાવે;
વૃદ્ધપણાએ જીવ લોભે તણાએ, રટે નહી કીરતાર રે—આ૦
મરણુ શ્વાસ જવ ચાલુ થાયે,
કૃત્ય કૂડાં નજરે ઉભરાયે;
પીડાક ભાગે, પસ્તાય પાપી, ત્યારે આંસુ વહે ચોધાર રે—આ૦

૪૨ રમારણજીત.

મહી વેચવા હાલી હું તો મહી વેચવા હાલી,
મારગે પલકારા મારતી ફર ફુલી ફાલી;
જુવાનીયાની નજર પડતાં લાગુ બહુ વહાલી.
પ્રેમ પરખી પરણું હું તો મોઉં ન ઠાલી માલી—હુંતો૦
માણી માણીગર મરદપર માં કર કરડી આંખ
પોપટ પડયો પ્રેમ પાંજરે પાળ ગમે તોડ પાંખ;
પાળીએ નહી અમે પોપટડા, ગાડરના સારનાર,

અડીએ નહી અળખામણાને રહે તે પડતું ગમાર;
સીંહને થકા ખાગ તુ ધાયલ સીંહને ધકા ખાસ,
તાગ જેવા તો પગ માટે પણ હઉ ન તાલીરે—હુંતો૦

૪૩ રમાદેવી.

જરા નાચોજી નજરેથી યાર, હાંરે જરા ખેલોજી નમરેથી યાર,
તેરી મેરી જોડી બની મજેદાર—જરા૦
ચાલું મટાથી મહાનુ અટાથી, એનો ઇશકબાજીનો વહેવાર—હાંરે
હવે નેન મીલાવોને પ્રેમ શીખાવોને ઓર લુટાવોનેજેમનીયાતીબહાર
હજી લટકેથી આવોને મટકેથી આવોનેઓર સુણાવો ઝાંઝરનો ઝમકા
ફિંહું હું ફિંહુંહું યાર, ઇશકના જેજે દેદાર—રંગીલા૦

૪૪ લીલાવતી.

અવર મદન અલબેલો આતો દીસે અવર મદન અલબેલો
શરદ પુનમના સુધાકર ગગખો, આજ નગરમાં ફિરેલા—આતો૦
મનોહર કસ્તુરીઆ મૃગ માફક, જેહ ઝરૂખે ઝેલો—આતો૦
હું નીરભાગી નાથ તજી મુને, વેસ્યા આવાસે વસેલો—આતો૦
ધન ખુનીકા ધરણી તળ મુજને, પ્રીય કર્યો મમ પરણેતો—આતો
ચંદ ચકોરને મધુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો—આતો૦
નખચારી વેશે મને નહી જાણે, મમ છગ છેલછબીલો—આતો૦

૪૫ વીણાવેલી.

હા માનેતી માનેતી છકેલી છોકરી તારૂં ફિનારૂ ગુમાન,
હા ચઢીને ચઢી તુ છેક ચઢી ભુલી નાના મોટાનું ભાન;
પહેલા પાણી પીને ધર પુછે, પછી એનો મહાઅજાણુ—હા,
લાડ લડાવીએ બાળપણે, પછી કરે અપમાન,
પાલી ભુલી ભાન ફહાપી રવાન રહેવું નુકશાન.
થાય કુપાત્ર ને પ્રીતીનું પાત્રજ, રહેશે આખો ભવ દુખનીખાન

૪૬ નવલકુસુમ.

ભરી ભરી પ્રીતીની પ્યાલી પીજે ને પીવરાવજે—ભરી ભરી
લટકે ને મટકે રસીલી રસીયાને રીઝાવજે—લટકે
જીવનનો લહાવો લેજોજી, જોબનનો લાવો દેજોજી,
રસનાના રંગ તરંગમાં, ઝલજે ને ઝલાવજે—ભરી
બની તુમ ગુલ રસીલી રે, પીયુ બુલબુલ રસીલીને,
જોગનના જાદુમાં રે, ડુલજે ને ડુલાવજે—ભરી

૪૭ લીલાવતી.

આજ આવી રાજ હજુરમાં કરજોડીને કરૂં વીનતી—ટેક.
એક કામસેના વેશ્યા અહીં સાચી શ્નતર તે તો મારી સહી
રાત દીન ઘેર તેને રહી, મમ પુત્રની બગડી મતી—આજ
કુળમાં કલંક કપુતથી, આમને જરી ગાઠતો નથી,
એથી આપને કરૂં અરજ આ, મુકી ભેટણું પદ ભુપતી
હુકમે હમારી પીડા હરી, ગુણીકા કનેથી કૃપા કરી,
આમ પુત્ર અપાવીએ થાઓ રાજ્યની ચડતી રીતી—આજ

૪૮ સતી અનુસયા.

મારે મંદીરે પધારો યોગીરાજ મહારાજ,
ભોજન કરાવું મન ભાવતા;
ઘેબર ધારી જલેબી શીરો સુખડી,
મોતીચુર ને મેસુર ભાગે ભુખશું;
ચક્ષુ તતબીરે કાચલી વડી, તમ કાજ—ભોજન
નેહે નીપજાવું શાક ભાત ભાતના,
રૂડાં રાઇતાં બનાવું જાત જાતનાં,
અતી જુક્તિથી પીરશું પ્રીતે ધરી આજ—ભોજન૦

૪૯ સતી અનુસયા.

મારે મ્હોડો મનાવી રાણી કહેવરાવી;
કલાવી પટાવી પુછો શું તમે (૨)
ફુલ સુગંધીવાળાં રૂડાં રંગે રૂપાળાં,
તેની મીઠી સુગંધી કોને ના ગમે;
કોને ના ગમે—મારે
લીલાં પીળાં ઝાડ પાન—ઉપર પંખી કરે ગાન;
રાજ કાને સાભળવાં કોને ના ગમે;
કોને ના ગમે—મારે

૫૦ કબીરદાસ.

રામ નામ તું ભજલે પ્યારે, કાયકુ મગરૂબી કરતા હે
કચી મટીકા બંગલા તેરા, પાવ પલકમે ઢળતા હે
બ્રાહ્મણ હોકર પુરાણ વાંચો, સ્નાન તરપન કરતા હે.
સર્વ કાલ સુચીત રહે તો, ઓ કયાં સાહેબ મીલતા હે
જોગી હોકર જટા વધારે, હાલ મસ્તમેં રહેતા હે,
ઉપર ધરે કર હાથ સુકાવે, ઓ કયાં સાહેબ મીલતા હે—રામ
મુલ્લા હોકર બાંગ પુકારે, વોકયા સાહેબ બહેરા હે
મુંગીકે પાંવકા અવાજ બાજે, ઓભી અલ્લા સુનતા હે

જંગમ હોકર લીંગ બધાવે, ઘરઘર લેકર ફીરતા
શંખ બજા કર ભીક્ષા માગે, ઓ કયાં સાહેબ મીલતા હે
કહત કબીરા સુન ભાઇ સાધુ, મનકી માલા જપના હે
ભાવ ભક્તિસે ધ્યાન ધરત હે, ઉનકુ સાહેબ મીલતા હે

૫૧ મીરાંબાઈ.

મુખડાની માયા લાગીરે, મોહન તારા મુખડાની માયા લાગી.
મુખડું મે જોયું તારૂં, સર્વ જુગ થયું છે ખારૂ
મન મારૂં રહ્યું ન્યારૂ ન્યારૂ રે—મોહન તારા૦
સંસારીનું સુખ એવુ ઝાંઝવાના નીર જેવું.
તેને તુચ્છ કરી ફરીએ રે—મોહન તારા.
સસારીનું સુખ કાચુ, પરણીને રંડાવુ પાછું,
તેને ઘેર સીદ જઇએ રે—મોહન તારા
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો,
રાંડવાનો ભે ટાળ્યો રે—મોહન તારા.
મીરાંબાઈ બલિહારી, આસા એક મને તારી,
હવે હું તો બઠ ભાગી રે—મોહન તારા મુખડાની.

૫૨ કબીરદાસ.

રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લેત
જેસી ઉનકી ચાકરી, એસા ઉનકો દેત.
મન મરે માયા મરે, મરમર જાત શરીર,
આશા તૃષ્ણા ના મરે, કહે ગયા દાસ કબીર
કબીરા તેરી કોટડી ગલકટે કે પાસ
કરેગા સો પાવેગા, કોણ બેટા કોણ બાપ
અજગર કરે ન ચાકરી પંખી કરે ન કામ,
દાસ કબીર યું કહે સબકા દાતા રામ.

૫૩ સુરદાસ.

વિષય વાત મમ માત તજીને, કૃષ્ણ ભજન તું કરવા દે.
ધર્મ વૃત્તિ એ ધરણી ધરનું, ધ્યાન મતીથી ધરવા દે.
અધમપણાને અલગ રાખી, ભંડાર ભક્તિના ભરવા દે.
નટવર નામનું નાવ મળ્યું છે, તો ભવસાગર તરવા દે.
નાશવંત નર નામ છોડીને, અક્ષય વરને વરવા દ—વિષમ.

૫૪ ઉદયભાણ.

માન માયાના કરનારારે જરી જોને તપાસી તારી કાયા
પુછી જોને તું પડીત પુરાણીરે કોઇના અમર છે લેખ લખાણા

કાચી છે કાયા આ માટીની માયા માટીના ખેલ બનાયા
શાણા તો સમજી અલગ થયા પણ બાળક બીચારા લપટાયા રે
લાખોની પાંખો ગઈ છે વીખરાઇ જેણે મુછપર લીંબુ ઠરાયા
કાળના કોવાડાથી કોણ બચ્યું છે હોય ભલે રંક મહારાયારે—રે
સંધ્યાના જેવા રંગ સોનેરી વંધ્યાના લાડ લડાયા
જોબન ને તન ધન તેવા સમજવા પાણીમાંના પડછાયારે રે

## ૫૫ વીણાવેલી.

અરે શું માનવનો અભીમાન પલકમાં ટળી જશે રે
ખરે જેમ પીપળ ઉપર પાન પલકમાં ખરી જશે રે
પલકમાં ખરી જશે રે માટીમાં મળી જશેરે
ઘડી જીવતરમાં ઘડી એક સુખની ના આ......રે નથી
મુઢ મમનામાં તોએ મરતા આ......રે મથી
પામર નર નાદાન. ......અરે.
કાયા કલેવર કારમું છે ગંદકીનો ગાડવો
સમજુ જને સમજી થઇ અભિમાનને વળુસાડવો
અભીમાન ફણીધરને નહીં દુખ પાઇને પોષાડવો
રાવણ સરીખે માનથી લીધો નથી કાંઇ લાડવો

## ૫૬ મીરાંબાઇ.

કાનુડો ન જાણે મારી પ્રીત બાઇ અમે બાળ કુવારારે—કાનુડો.
જળરે જમનાનાં તીરે હું તો ભરવાને ગઇતીરે
કાનુડે ઉશાડયાં આછાં નીર છાંટયાં છરરરરરરર—કાનુડો.
જમનાને કાંઠે વાલે રાસ રચ્યો છે
સોળસેં ગોપીનાં ઝાલ્યાં ચીર ફાટયાં છરરરરરરર—કાનુડો.
હું તો વરણાગી કાના તમારા રે નામનીરે
કાનુડે તાકીને માર્યાં તીર વાગ્યાં સરરરરરરર—કાનુડો.
બાઇ મીરાં કહે છે પ્રભુ ગીરધરના ગુણ વહાલા
કાનુડે બાળીને કીધા ખાખ ઉડી ફરરરરરરર—કાનુડો.

## ૫૭ માનસિંહ અભેસિંહ.

જળ ભરવા હું ગઇતીરે સાહેલીની સંગે
આડા આવીને ઉભારે, કુંવરજી નવરંગે
જળ ભરવા સર્વે ગયા એ વાડી મોઝાર
થઇ ઉભા દરવાન તે બંને રાજકુમાર
રોકી રાખી સાસુજી રે અમો સઉ પનીહારી
નામ પુછીને મારું રે કીધા ...... ભારી—

શરમાઇ ઉભા રહ્યાં શું અમ: અબળા જોર
વિનંતી કાંઇ સુણી નહી દેખાડી નીજ તોર
તેથી અમો હાર્યા રે આખર એક સાહેલી
નામ દીધુંજ મારૂં રે ત્યારે દીધા મેલી—જળ.

૫૮

સંસારીયામાં કોઇએ બતાવો નર સુખીયાજી
રાજા પણ દુખીયાને, પ્રજા જન દુખીયાજી
દુખીયા જગતમાં જુવાનીયા—સંસારીયા.
આશા ત્રણપમાં બંધાણા જીવડાજી,
એક બીજાને લડાવીયા રે—સંસારીયા.
મનમાં મનોરથ મોટા મોટા બાંધીનેજી.
અધમે આદરે અભાગીઆ રે—સંસારીયા.
ધાર્યું હરીનું થાય મુરખ માને નહીજી
અંતે પડે શીર જુતીયા—સંસારીયા.
ભવ રે સાગરને પાર ઉતારવાજી
રામનું નામ લે તુ પ્રાણીઆ—સંસારીયા.

૫૯ મોહનીચંદ્ર.

આવશે પ્યારી, આવશે પ્યારી આવશે રે
અહોહોહો, મારી હ્રદય મણી પદમણી પધારશે રે
હીરા મંગાવુ કે મોતી મગાવું, પ્યારીનું મન શે માનશે રે.
માળા મંગાવું કે ગજરા ગુથાવું સુદરીને શુ ફાવશે રે.
ચંબેલી લાવું કે હીનો લગાવું, રસીલી શાથી રાચશે રે—
લાડુ મગાવું કે ઘેબર મંગાવુ, મોહિનીને શું ભાવશેરે.

૬૦ મોહનીચંદ્ર.

ચોકને આંગણે ચાંદની રે ખીલી રૂપેરી રંગ રંગ રે
આવો સાહેલી રંગ માનવા
હઇયા ખોલીને બેન બેનરે વાનો કરી ત્યોની વહાલની
વહાલા વસે વિદેશમાં, બાળા બાળે વેશ;
સઇયર શાશા મોકલું, શાણુને સંદેશ.
કુંજલડી રે સદેશો હમારો જઈ વાલમને કહેજોજી રે
પ્રીતિ કાંઠાના હમે પંખીડા પ્રિતમ સાગર વિના સુના સુનાજીરે
કુંજલડીને વહાલો મીઠો મહેરામણ.
અમને અમૃત ખાણુ વહાલા પ્રીતમ પ્રાણુ—કુંજલ.
ગો મારો સુલક્ષણો, એઠા જુઠાં ખાય;
મે.ગત જાઠાં ખાય.

તમારા સમ જો તમે મને વહાલા, જુઠડા સમ ખાવછોજીરે
પીયુ તમારૂં મનડુ માને ત્યાં જાત છો,
ઘી ભર્યાં ઘેબર ઘેર રઝળે છે
કુશકા ખાવેને ધકા ખાવ છોજીરે—પીયુ તમારૂં,
મોળ વરશની સુંદરી, સ્વામી વરસે સાઠ;
મોઢુ જોઈને મોહી રહ્યો લાડકી કરતી લાડ.
પગમાં કાંટો વાંગ્યો (૨)
નહિ રે જીવું હું તો નહિ રે જીવું
મારી સગી નણંદના વીર હો રાજ—પગમાં કાંટો.
તેડાવજો મારા બાપાજીને રે,
જોગી જતીને તેડાવજોજી રે—નહિ, રે.

૬૧ વીણાવેલી.

ચાલો મારા ચતુર સુજાણ હાં હાં
માને નહિ નયનનાં બાણ હાં હાં
કાળજે ઉતારી તારી મુરતી રસિલા પ્રાણ—ચાલો.
ઘાયલ કીધો તે પહેલા ધુતારી મારી નયનો માર;
દાઝયા ઉપર લુણ વચન લગાડી પુરો કર્યો લાચાર
નખરેથી છેવટ નાજુક નાજુકડી
માર્યો તેં હાય હાય ઠાર ઠાર
રસિકવર માર્યો તેં હાય હાય ઠાર.

૬૨ મોહનીચંદ્ર.

મારી લાડકડી લજ્જાને સંભારજો રે
આ પાંખ વિનાની પંખીણીને પાળજો રે
બેઉ ચતુર સુજાણ છો શું કહીએ
તોય દંપતીને આશીશ દઇએ
હળી મળીને હેતે પ્રેમ હેમ સંભાળજો રે,
મધુરા મંત્રથી પાપ લુટારાને મારજો રે
નિર્મળ મતિ જળથી ન્હાય અનિતી નિવારજોરે
જળથી છુટે માછલી તોંધારી લાચાર
ગભરાતીના ગુણવતિ વિશ્વપતિ છે વ્હાર

૬૩ નરસી મેહેતો.

વારી વારી શું શોભે છે વીરો બીજા પાંચકા મે પોતે હીરો
પીરશું ઓળાબીઓ ખાંડ ને ખીરો દેશે બેનીને બહુ ચીર ચીરો
ધરણીધરનો સેવક સદા ધીરો જેને દેખીને લાજે અમીરો

શુભ ચાહક જગ વીરતું, બેન વિના નહિ કોય;
વંશ વધારક તાતના, દીર્ઘાયુષ તું હોય.
આપ તું આશીશ, સુખડાં પામીશ, દુખડાં વામીશ બેન—વારી.
ધન ધન મારી બેનડી, વિણુ સ્વારથ તુજ પેર;
સ્વારથ સઉ સંસારમાં, નહિ નરસીને ઘેર.
સાચી સાચી પ્રિત ચોટી તારે ચીત ગાતું મને ગીત બેન—વારી.

૬૪ વીણાવેલી.

જગતમાં તે નરને ધીકાર, તજે જે પરણી ઘરની નાર
બગાડે મુરખ તે સંસાર, ભેળવે દીવેલમાં કંસાર
અરે કેમ હાથ પડે રે અ...ર સુંદરી ઘર શણુગાર
ગુલાબના ઢગલામાં શોભે, ધગ ધગતા અંગીકાર
અંગ આપણું અબળા કહીયે, કહો ભાઇ અંગ તજીને રહીયે
અ...ર કોણુ ઠાર—જગતમાં
ભજે કેમ કેશર ખાવામા, લસણુ તણો વધાર
મધુર કળીમાં ડુંગળી ગુંથે, હીણુભાગી સરદાર
કુસુમ કળી કળમાઇ દીસે કરમાં છુંદે કળીને છાકી છરમાં
અર......કુંભાર,

૬૫ ચંદ્રહાસ.

ડરમાં તું દીલ સાથ છોકરા ડરમાં તું દીલ સાથ
તુંને કોઇ ન મારે લાત છોકરા
તુને સંભાળુ પ્રિતિથી પાળુ ચાલ તને મારા મહેલ દેખાડુ:
ધરેણા વસ્ત્ર સારા સારા કાઢુ, ચાલ તું જો મારા મહેલના ચિત્રો
રમકડાં રૂડાં ન્યારાં વિચિત્રો, અરે મારા કેવા છે કંકણુ હાથ—છો૦
તમે માયાળુ દીલ દયાળુ સઉના કહ્યા વિના હું નહિ આવું
માતપિતા તમ ભ્રાત કોપાવું, વિખ્યાળી હું સત્યજ કહાવું
નાના નહિ હું તો નહિ આવું, તમે મુકો મારો હાથ—છોકર૦

૬૬ મોહનીચંદ્ર.

પ્યારી વાતો મધુરી કરો પ્યારની, કાંઇ ખાતર કરો દીલદારની
હયોને લ્હેજત જોબનના શણુગારની બોલ બાળા બોલ
મદનના બહારની
ઘુંઘટ ખોલો બાળા બોલો, જુવાની દીવાની દીન ચારની
ઘણો વાતો સુણાવું વ્હેવારની બીક રાખો ખુદાના મારની
...દા મસ્તી આ સંસારની, નહી, ચાલે હજુર કીરતારની
...ગ પછાડે, હેવાની નાદાની મુકો પ્યારની—બોલ૦

૬૭ ચાંપરાજ.

ફીટકાર છે ફીટકાર તુને નારીને ફીટકાર
ધીક તારી જાતને સુકીધો વ્યભીચાર—ફીટ.
પતિવ્રતાનું ડોળ ધાલે પતીની સાથ તું
અંતે તુને આવું સુઝયું ધીક છે અવતાર—ધીક.
કુળ લજાવ્યું મુળ લજાવ્યું ધણી લજાવ્યો;
પ્રાણ જશે આ મારો આ તુજ કાજ નારી—ફીટ.
નફ્ટ જરા ન આવી શરમ કર્મ શું કર્યું
ધર્મ તજી મર્મ તારો નાગણો તે વાર—ફીટ.
જોગી રાજા બરયરી તે નારી કાજથી
મરણ રૂપ મારૂં થશે નીચ હાથ નાર—ફીટ.
ફીટકાર છે ફીટકાર તને ધીકાર ધીકાર તને
તારી જાતને ધીકાર તારી માતને ધીકાર—ફીટ.
અને ધીકાર તારી સાથ પરણનારને ધીકાર

૬૮ અશારૂમતી.

આવો આવો કુમકુમને પગલે
આવીજી ડગલે ડગલે
સુખ શાંતિ વ્યાપી સઘળે
રોઉં હું ઢગલે ઢગલે
બીસો નહિ જરીએ બાળા
શા ચલાવે છે ચાળા—આવો.
પારસમણી પડખે પેઠી, બીક સઘળી હેઠી બેઠી
ચીયું જો જો ચંડાળે, ભોંગવીયું હા જુપાળે!
મુકું હું હાથ કપાળે

૬૯ સુશીલા.

ભાગ્ય વીના નર ભમતા ભવમાં ભલભલા ભારી
અતી દુખીયારા હાલત હાતા દેતુ વીહારી—ભાગ્ય.
કઇક કરતા નાચારી કઇક નર છે ભીખારી.
કઇકિને અસ્વારી કેવી, લીલા છે પ્રભુજી તારી
સુશીલા સમજે પ્યારી, વિયોગે અતિ દુખીયારી
અકપતીથી બે ઉગારી, કષ્ટ કાપો કરણાકારી—ભાગ્ય.
કહું કષ્ટ શું ગીરધારી, વાણી ન પહોંચે બીચારી
વીનતી ચાલે વિજુઆરી ઇશ દયા કર આવારી—ભાગ્ય.

૭૦ મોહનીચંદ્ર.

સે વચન (૨) વજા રાખે ભગવાન સહાય તે ધણીરે
છે વચન (૨) પરમારથ કારણ પ્રાણુ તરખલું લઉ ગણીરે
વીના વીનંતી વાદળ વરસે હરદમ ઉગે ભાણુ બાળા
તરૂવર પરતાં સરવર ડગતા કોણ કરે છે તાણુ
વીર વિક્રમ વિદેશ ભટકયો શું સેવાને લ્હાણુ
તન ધન અરપે પર ઉપકારે, ચાતુર ચતુર સુજાણ.
પર ઉપકારીની બલીહારી જીવ્યું તેનુ પરમાણુ.

૭૧ કૃષ્ણચરિત્ર.

દાણ માગે રે દાણ માગે.
કાનો કાકરી મારે તો મને વાગેરે—દાણ.
કાનો કીયા મુલકનો દાણી,
મારી નવરંગ ચુંદડી તાણીરે—દાણ.
કાનો કીયા મુલકનો સુબો.
મારી વાંટડી રોકીને કાન ઉભો—દાણ.

૭૨ ઉદયભાણ.

મુને સહાય કરશે મોરારી રે વારે ચડશે ગોવરધારી.
અહલ્યાં ઉગારી મીરાબાઇ તારી
એની ચિંતા કરીશ નહિં તુ મારી
મંજારી બચ્ચાને બળતા ઉગારી,
મોક્ષ દીયો ગજેંદ્રને તારી.
દ્રૌપદીના ચીર પુર્યા
થાશે તે સહાયકારી.

૭૩ ઉદયભાણ.

બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો.
બોલો બોલો મેના બોલાવે, ડોલો રંગરસીયાજી ડોલો.
જરી ડોલો ડોલો ડોલો પ્યારી ડોલાવ.
મેના તારા વચનની વેણુ વાગી,
લાગી લાગી લલિત લ્હે લાગી
મેના વહાલી મેના કેના કહે પણ જાગી.
જાગી જાગી અજબ જોત જાગી.
પહેલાં પોપટજી પ્યારા રામજી સભારો
વ્હા વ્હા મેના. શું સતી સીતા વિચારો
ચતુર સુજાણ સીતારામ ઉચરાવે—બોલો.

પોપટજી પાંજરૂ સોનાનું સજાવું
લાડલી હું લાલચું નથી કે લલચાવું,
સોને રૂપે શું ભીડ ભીતરની ભાગી—વાગી
ભાવના ભુખ્યા સુતાવી ભાવના ભુલાવે—બોલે
રૂડા સુડાને રંગે રંગ રમાડો,
પાંખે ધાલીને ફળ મીઠા ખવરાવો

૭૪ સરદારબા.

દશા કરે તે કોઇ નવ કરશે મુરખ કરે અભીમાન
પ્રાણી બીચારૂં તુછ મગતરૂં, કાળ કયા અજાણ.
હુંપદમાં મરડાઇ મરે પણ, ધાર્યું કરે ભગવાન—દશા.
નીરધનીયા પળમા ધનવતા ધનો થયા લાચાર
સદા સુખી કે સદા દુખી, નહિ કોઇ જગતમા રહેનાર
કુંપળ હસ્તી પાન ખરંતા તે પણ છે ખરનાર
સત્ય ટેક ખાતર જે રેહેશે, આફ્ત અપર પાર
નામ અમર રાખે તે જુગજુગ, જનમ્યું તેજ જનાર
નાહક આકીન છે કે નીચ જન, સત્ય સત્ય સહાયક કીરતાર

૭૫ મીરાંબાઇ.

હરીવેણુ વાય છે રે હો વનમાં, તેનો વૃદ્ધ વધ્યો મારા તનમનમાં
ચીતડામાં ચટપટી રે હો લાગી, જીવન જોવાને હું જાગી.
રસીયાજીને રે હો રાગે, વ્યાકુળ કીધાં છે વઇરાગે
ગતમને ભુલી રહો ગેહની, વનમાં બંશી વાગે વેહની
ધીરજ ધરીયા હો ધ્યાને, કાંકણુ નેપુર ધરયા કાને.
સેજે કાજળ રે હો સાર્યાં, વેહમાં બાળકને વિસાર્યાં.
પ્રીતમ પરવશ રે હો કીધા, લજ્યા લોપી મન હરી લીધા.
કંઇ કંઇ વાર્ગા રે હો કંયે પ્રભુજીને મળવાં ચાલ્યાં પંથે
ત્રીભોવન નીરખ્યા રે હો તમને, અંગમાં આનંદ વાધ્યો અમને
વાલમ જોયા રે હો વનમાં, મીરાંબાઇ મહાસુખ પામ્યા મનમાં.

૭૬ મીરાંબાઇ.

ગોરી ગુણીયલ જાશુ અમારે ગામરે
નારી જપશે નીશ દીન નાથ નામ રે
માળ ધારી હાથે કહીશ સ્વામી સ્વામી
શીશ સ્નેહે નામી જેમ ભક્તિ ગામી જપે રામરે—ગો॰
રાજકુવર રૂડા અતિ, અવની માંહી અને
દેખ થકી જીવે નહિ ....

એમ કરતાં કસોટી જો કંચન થાશો
ગુણ મારા ગાશો પ્રીત પાણી પાસો
હું જ રતી, થાશો આપ કામરે.

૭૭ — રામ રતન.

જીવ જાતા એક જોણુ વિશ્વ સઉ વેરાન દીસે,
વીશ્વ સઉ વેરાન દીસે ક્યાંય આગમ દીસે;
સુના મદીર સુની મેડી, સુનાં જાળી જાળીઆં
સુના દીલને સરવ આજે સળગતા સમશાન દીસે
માટીનું ખોખું તજી, એ પ્રાણ પખીડું ગયું;
આ માટીના ગાળા મટી એ ખોખુ પણ નાના દીસે—જીવ.
જીવતા જે જાણુતા તો આ મારો છે.
તે પંથી તો પંથે પડયો આ જીવતો ના કામ દીસે.

૭૮

## ગરીબ ગૃહસ્થાશ્રમ.

જીવ માયામાં જાય ભક્તિ કરૂં કેમ શ્રી હરી. મન મારૂં મુંઝાય—
ભક્તી. (ટેક)
ઉઠું પ્રાતસકાલ. સાથે રોઠા ઉઠે બાલ એનો મોટું જંજાલ (૧)
એને સમજાવુ કેમ. જોઇએ પેરવાને હેમ હવે કરવું તે કેમ. (૨)
ત્યાંતો દીન ચઢી જાય પાઠ પુજા ન થાય. જીવ ધધામાં ધાય. (૩)
નારીકેહ વચન ઘરમાં થોડું છે અન કાલ ક્યાંથી ભોજન. (૪)
તમે કાંઇક લાવો શાક બેસી કેમ થયા રાંક એમાં મારો સુ વાંક ૫
એતો જુડો જંજાલ એને જોઇ ચઢે કાલ થાય અગ્નિની ઝાળ. ૬
એની કરૂં ખટપટ એને છાના રાખુ ઝટ એને સમજાવું શટ. (૭)
કહે મગન મહારાજ રાખો ભક્તોની લાજ પુરો શેવક કાજ (૮)

૭૯ — ગુણસુંદરી.

જાર નર નારને ધીકાર છે હજાર વાર—ટેક.
જાણો તેવડો ગમાર, મુરખનો સરદાર;
અપરાધી એ અપાર, સમજે સજ્જન સાર—જાર.
દામને ઉડાવનાર, વખત ગુમાવનાર,
શરીરને સુકાવનાર નરકનો ધરનાર
લાજને લુટાવનાર, જગતમાં જાણો જાર—જાર
પ્યારમાં જતો હજાર, બહુ થયા ખુવાર;
ન મળ્યો જરી સાર, વ્યભીચારમાં લગાર;
ભાળો પ્રભુને લગાર;

નથી નથી તલવાર, અંતરીક્ષ પ્રભુ માર મારશે અપાર.
ગદા મોગરીથી !હાર,
પછી નરકના દ્વારમાંહી,
જમદુત હડસેલી નાંખે નીરધાર—જાર

૮૦ કામલતા.

કપટી દીલ તારૂં તપાસી જો વાંસી રહયો કાં હાં હાં
કુંવારી બાળા ફસાવી ખોટી, લલચાવી તે ભુલી ગયો કાં—કપટી
વાણી મીઠી તારી ઝેરે ભરી, મારી જીદગીને ધુળધાણી કરી
રાખ ઇશ્વરની બીક મનમાં જરી,
જાય છેક અભીમાનમાં વધ્યો કા—કપટી.

૮૧ કુલીન કાંન્તા.

અરે હું મસ્તાની પ્રેમની, મને કોઈ ન છેડોરે;
લાચાર હું બીચારી છું, શીદ લ્યો છો કેડોરે,
જુવાનીથી દીવાનીથી છું મારો છોડો છેડો રે—છેલા અરે.
પ્રાણદાન છે પ્રીતમાં પુછી કરજો પ્રીત;
પ્રાણદાન તો સેહેલ છે, કઠણ પ્રીતની રીત;
આધાર તું કીરતાર મારો પાર બેડો રે—અરે હું.

૮૨ નવલ કુસુમ.

છોડો સામુ અરેરે (૨) જોશે કોઇ તો કેહેસે છીનાળ,
એમાં શાની ડરે છે (૨) હજુ હું છું કુંવારી બાળ;
આળ ચકેલી બાળનો કોઇ ન ઝાલે હાથ,
તે આ બંદો પ્રેમથી પરણી થાશે નાથ;
જેવાં આ બાઇ હરખાં તેવાં આ બાઇ સરખાં,
કહે કેશી જુગતી છે જોડી, દીધી જોડાવી નહી પામી ખોડકેછોડ

૮૩

જપતી પ્રીતમની જપમાળ, જુવતી જો અલબેલી;
જોબન રસ રંગે જોની, આ બની ઘેલી,
વ્યાકુળ વૃક્ષના વિણ વહાલી વેલી—જપતી.
તન મનમાં વ્યાપી રહયો, જોબન વસંત જેમ.
રસ ભોગી રસીયા વિના, રમશે કયાં રસ રંગ.
જાણ્યું ન જડીઓ કોઇ રસીઓ રંગીલો;
ચપ ચપ કરતી લેતી જા તું ચમેલી—જપતી.
પેટ ફુખે શીર કુટતાં, સંકટ આ ન સમાય;
બળતાને બાળી સખી, હૈડે શું હરખાય.
આહા અકળાએ શાને છેલ છબીલી—વ્યાકુળ.

૮૪

ધુંએકી ગાડી ફગાએ લીએ જાએ
પૈસાકા લોભી ફિરંગી વારે આગુ,
જાત નહિ દેખે જમાત નહીં દેખે,
એકીમે સબકો બીઠાય લીએ જાય,
હીંદુ મુસલમાન ભગી ચમારસે,
ટીકીટકે રૂપઇએ છીના લીએ જાય ધુંએકી.

૮૫

ઉમાદેવડી.

જા જારે શુ રીસાય, રસીલી નજર મીલાવી (લે)
ચટપટ ચીતમા લાગી ચતુરા ચેહેરો જોવા દે;
હીરા મોતી માગ્ય મધુરી ઝાંઝર ઝુમણાં લે,
મદન અગન તનમા લાગેલી તરત બુઝાવી દે;
સમતા નથી રેહેતી રે સલુણી ગરમ વચન મુકી દે.
કલ્પલતામાં છબીલી તુજ છાયે પામર પંખી લે.

૮૬ વીણાવેલી.

ઉઓ સખી સૃષ્ટિનો શણગાર હાંગે,
ચાલ્ય ચાલ્ય જોવાને ચદ્રમાં
જાને પ્રેમ ઘેલી ભુમીના દેદાર,
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં—ઓહો.
ધન્ય ધરા સુંદરી તને ચતુર ચંદ્ર તુજ કાંત;
શાંતિ પાઠ પઢાવતો, શાધીને એકાંત.
ધરણી પડી પતીને પાય, શીક્ષા શીરે ધરે રે
ગુણીયલ ગોરી પતિ ગુણ ગાય, શાંતી ચીતે સ્મરે રે.
ધરોને બ્હેન ધરતી માતાનું કહ્યુ કાન
પ્રીતેથી કરો સસાર સુધારસ પાન--ધરણી.
ચંદ્ર સુખે ગીરાઇને, તારાનાં મુખ શ્યામ;
સદગુણીના સુખ બાળીને, રમે દુષ્ટતા વામ;
સખી જેને પતિનુ માન, તેનાં ગધર્વ ગાએ ગાન,
પામે દેવી સમાન સનમાન, રમે ગમા રસીક લપતાન,
ધરની નાર સમ ગ્રહણીઓ, સેવે સ્વાંમી પાગ;
ચતુર ચંદ્રસમ ધણી મળે, જ્યાં જ્યાં ત્યાં ઉચરાય—ધર.

૮૭ કરણઘેલા.

આંખલડી અણીયારી રે; જરા નચાવ નખરાંવાલી,

જે નખરે રે તારો વાલમજીને વશ કીધા;
અમર કમાન જરા ખેચી ખુબેથી, કોધ કટાક્ષ કર આલી રે
જરા નચાવ નખરાં વાલી.
જે નખરે રે તારા વાલમજીને વશ કીધા,
લટક મટક અને ચટકતી ચાલ આમ, ઝાંઝરથી ઝમકાળી રે,
જરા નચાવ નખરા વાલી.
જે નખરે રે તારા વાલમજીને વશ કીધા,
લ્યો લટકો મટકો ચટકો આ. આવી સતાવો શું ઠાલીરે,
જુએ નચે આ નખરાં વાલી,
જે નખરે રે તારા વાલમજીને વશ કીધા.

૮૮ ત્રીવિક્રમ.

પુનમ ચાદની ખીલી પુરી અહીં રે,
શોભે રજની સુદર શીઆજ
હેતે રમીએ સધાને સહીયર આપણે રે
માહે જડીયાં છે નીલમ મણી નગ—હેતે.
મળી આજે આપણે, ધરી સોળ શણગાર;
ક કકણ ચુડી ચમક, ચદ તેજ એક તાર.
હીરા રતન જડીત ઉર હાર છે રે,
મોતી ગુછલ લટકે છે બાજુબંધ—હેતે,
અંબોડા ફુલે જડયા, સર સેંથે હીંગુલ;
કીધા કુમ કુમ ચાદલા, મુટતામાળા ઉર.
આરસ પારસમણી જડેલો ચોક છે રે,
તેમા વસ્તા હઇયે નણુદલ વીર—હેતે.
પહેર્યા ઝાંઝર પ્રીતથી, ઝણુ ઝણુ કર ઝણુકાર;
ફરીએ સઇયર ફુદડી, આ રજની મોઝાર.
સણી વેલીઓ ફુલી એ વિધ વિધ ભાતનીરે,
તે તો આપે છે શી સુદર સુગંધ—હેતે—પુનમ.

૮૯ પવિત્ર લીલાવતી.

બાઇ પટારો કેમ ઉઘાડયો જોઉ કુંચી બેસારી કેઇ;
સાહેબ બાપા બહાર ગયા છે, શું ગુજામાં ઘાલ્યું લઇ
બધું ઘરેણુ કયાં લઇ ચાલ્યા, આમ કરી તસ્કરનું કામ,
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ
ચબાવલા તું ચળી ગયો છે, પરની તારે શી પંચાત;
બસ બસ તારે નહી બોલવું હમણા પાછળ પડશે લાત.

નીચ જાત ચાકરની તારી આખર જોતા ઉચકનાર;
આવ રાંડના હવે અડાવા, બંદા તો ચાલ્યા બહાર.

૯૦ મોહનીચંદ્ર.

ધીરી ધીરી સુંદરી જરા ધીરી,
તારા વાંસે લીધી છે ફકીરી—સુંદરી.
નયન મીલાવો પ્યારી હસી બોલાવો
આપીશ આખી અમીરી—ધીરી.
રૂપે રીઝાવું કહો તો સોને મઢાવું,
દુર કર તુ દીલગીરી—એજી દુર—ધીરી.
ધીરા ધીરા કુંવર જરા ધીરા,
સગા માડીના જાયા ઓ વીરા—કુંવર—જરા.
જેવી પોતાની તેવી નારી પરાઈ,
પરસ્ત્રી ભરભવ પીડા,
રાવણુ રોળાણો દુર્યોધન દબાણો
કઇયા કીચકના થઇ ગયા ચુરા—ધીરા.

૯૧ વીણાવેલી.

સુંદર સામળીઆ, નામ જપીશ નીત્ય તારૂં
મનહર ના મળીઆ, કાશી કરવત ધારૂં.
શામળા શણગાર અમારા, કાળજું હર્યું કામણગારા
વીનવે કરગરી દીન દારા, દરશન દો દીલદાર તમારા;
ક્યાં હું કહું દુખ માહુ—સુંદર,
આસપાન નહિ વાસ જહાળુ અંદર ત્રીભુવન ભાસતુ કાળું;
નીરખુ નહિ કદી મુખડું રસાળું જઈ હીમાલય ગાત્ર હું ગાળુ

૯૨ પવીત્ર લીલાવતી.

પ્રીતી પાતરની કરનાર, મરવે મુરખના સરદાર;
નીતિ નીપુણ ગણે નાદાન, પીડા પામે અપરપાર.
જેની સાથે જવ તળ બાળી, માત પીતા પરણાવે,
એને ત્યાગી નિરભાગી નર, આપણી પાસે આવે—પ્રીતિ.
પતિ સુખ પકવાન સરખું, તૃપ્ત થયા નહી તેથી;
ગણીકા ગમન વમન સમ ગણવું અરે થશે શું એથી—પીતિ.
શું એનાથી કારજ સરસે, એશુ શારૂં કરશે,
શ્વાન સમાન સદા અથડાઇ, મોત વગર તે મરશે— પ્રીતિ.

૯૩ ચંદ્રહાસ.

થયા છોરે પતી તેજ પ્યારી તનના ઉર હસી વળી આજે

છેલ છબીલા રૂડા રંગીલા રાજપુત્ર પ્રખ્યાત.
જોયા બાગે, અનુરાગે, ચીત લાગે, કેમ ત્યાગે,
પ્રભુ મેં તનમન તમને અરપ્યું થઇ રાજી—થયા.
કૃષ્ણુ કૃપાએ તમોજ મળીયા દીલમાં જે ચિત ચહાય,
નોતુ નકી, નોતુ વકી, નિશા પકી, વિધિ લખી
પ્રીયા ઉત્તમ તન બની દેવ સુંદરી, પદમણી મળી આજે—થયા.
મહેલ જતાં તે દી તરછોડી હવે ન મુકુ હાથ;
ચાલો આવું, મન ભાવ્યું, કેમ નાવું પ્રિય કહાવુ;
હવે હાજર છું તનમન ધન દેવા, જેમ પ્રેમ છાજે—થયા.

૯૪ ઉદયભાણ.

સાહેબા સલુણા નાની નણુદલના વીર,
લાલા લટકાળા મને (૨) આછા આછા ઘાટ ઘડાવો મારા સાહેબા
સરખી સઇયર મળી હાંસી કરે છે
લાજી મરૂછું બાઈ (૨) વેલા વેલા સોનીડા તેડાવો મારા સાંહેબા.
નાનુ શું નાથ એક ઝુમણું ને મહી ઝીણાઝીણા હીરલા જડાવો
નવેસેરો મોતીનો હાર મારા સાહેબા ઝીણાઝીણા નીલમ મુકાવો
જોગવાઇ જાસ્તી જો હોય માગ વાલમા, કંકણુને માણેક મઢાવો
ગરીબધણીને બાઇ ઝાઝુને શું કહીએ, બસ આટલેથી મનવાળી દઇએ
બાઇ સાબ મોટા એક પાણો માગી લઇએ—સાહેબા સલુણા.

૯૫ સોભાગ્ય સુદરી.

પહેરી ચોળી લટકા મટકા કરતાં આવ્યાં
રંગે બોળી સાડી ઓઢી મન લોભાવ્યાં,
ઝઝરના ઝણુકારે ટર કકણુના ખખડાટે
કાજળથી નેત્ર દીપાવ્યા—પહેરી.
હવે શરમાવો ડાલા, શાને દીયરજી માગ,
બોલો બોલોજી બોલો બોલો
મેં કેવા તમારાં નખરાં તો જણાવ્યાં—પહેરી

૯૬ વીણાવેલી.

કાયા કાચો કુભ છે, જીવ મુસાફર પાસ,
તારો ત્યા લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ,
રાખે જેવી રીતે રામા, રગ તેવી રીતે રહીએ—સદા.
પીપળ પાન ખરંતા, હસ્તી કુંપળીઆ;
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપડીઆ.
નહી જેવીને તેવી નિત્ય, કોઇની નભતી જોઇએ;
દશાના ઢંગ રૂતુના રંગ, જેવી દેખી લઈએ—સદા.

કદી મહેલો માળીઆં કોમળ છપ્પર ખાટ;
કોઇદીન એવો આવશે. ભુખ્યા ન મળે ભાત—સદા.

૯૭ પવિત્ર લીલાવતી.

સખીઓ નીજ નીજ નીતિ ધરમ સદા સંભાળીએરે;
પરમ પવિત્ર પટકુળ પહેરી પરીધાન
સાસુ સસરા માત પિતાની સેવા સાવવો રે,
ભાવ સહિત ભકિતથી નીત ભજીએ ભગવાન
એવા ઉત્તમ ગુણુથી, ઉભય સકુળ અજવાળી એ—ટેક.
નજરે નજર ન જોઈએ, નાથ વિના નર સાથ;
પર નરને નવ આપીએ, તાળી હાયો હાથ.
હસવું રમવુ જમવું, એકાંતે નવ બેસવુ રે;
પતિ વિણુ પતિના, પણુ સદ મિત્રોની સંગાથ—એવા.
નાથ વિના કરવી નહિ, વિનોદ ક્રીડા વાત,
વિશ્વ વિરૂધ ન વરતવું, ભલે તાતકે ભ્રાત.
સજની ભ્રષ્ટ થવું નહિ, સુંદરી સત આચારથી રે
નિરલજ નટ ખટની સોબત તજવી સુજાન—એવા.
કુષ્ટી કદરૂપ કુબડો, નિરધન નિરબળ કાય;
મતિ હિણુ પતિત પતિ મળે, એ પતિને સુર રાય.
જોડી પગ અંગુઠે દ્રષ્ટિ ચાખું ઓઢીએ રે,
સુખકર સાચવીએ સઉ સાથે સંપ સદાય—એવા.
ઉંચે સ્વરે ન ઉચરવુ, મુકીને મરજાદ;
લલિત બેન કરવો નહિ વડિલથી વિવાદ.
ચંચળ ચાલે ચટક મટક ચતુરા ચાલ ચાલીએરે,
શિવસુત કેશવની શીખામણ અંતર ગાદ—એવા

૯૮ ઉમાદેવડી.

નથી જગતમાં સાથ સમથી વિના ત્રિભુવન નાથ
શું ફોગટ ફાંફા મારે મુરખડા ભરે આભથી બાથ.
કમળપત્રપર જળબિંદુને સુકાતા શી વાર;
શ્રાવણુની જળ ભરી વાદળીઓ, વિખરાતા, શી વાર;
જીવતર સમજવું તેવુ આંખર ન લેવું દેવુ
જીવ જવું છે ખાલી હાથ, અંતમાં પાપ પુણ્ય સંગાથ.
પંથી જીવ પામી ગયો, નરભવ નગર બજાર.
સોદાગર સમજી જાઇ, કરો પુણ્ય વેપાર.
જીવ જવું છે ખાલી હાથ, અંતમાં પાપ પુન્ય સંગાથ.

૯૯ વિજયા વિજય.

ધન ભાગ્ય પધાર્યા ભમરા, છો દિલહર ડાલા ડમરા;
મધુપતિ આપ હું કમલા, રસિયા રાસક શણગાર.
તું પ્રેમ બતાવે ખોટો, પાતર ઘર પ્રિતિ તોટો;
નહિ ગુલાબ હજારી ગોટો રે તુ છટકેલ છકેલી નાર,
શણગાર મઝા નહિ માની ફોગટ સમજે જીંદગાની
છે ધરમ કરમ ધુળ ધાણીરે—શણગાર—રસીઆ
છે વિષય વિષનો પ્યાલો જમપુર નકી જ્યાં ઝાલો;
ભવ એળે મદનથી મહાલ્યોરે છટકેલ છટેલી નાર.
હજુ કુંવર તમે છો કાચા નથી શીખ્યા મદની વાચા
નથી નયન મુરલીએ નાચ્યારે—હજુ—રસિયા

૧૦૦ કામલતા.

મે દુનીયાં સઘળી જોઇ, કોઇનું ન દીઠું કોઈ,
સ્વારથની જાળ પરોઇ સગપણ સૌ નાંખે ધોઇ;
આજ હોય વ્હાલાં, કાલ તેજ થાય વેરી,
અજબ સરખી એતો રીત પ્રીત કેરી,
પોતાના સ્વારથ માટે અવરને નાંખે નીચોઈ,

૧૦૧ વીણાવેલી.

કાંઇ નથી સુખસાધન ધનમાં સાપ બહુ વસતા ચન્દનમાં
સ્વામીજી સુખી વસે વનમા—કાંઇ૦
સાખી શી શંકરને પાર્વતી કંઇ સુખીયા કમ છે
લોક તો મુરખ એકદમ છે—ગોળ ખોળની નહિ કંઇ ગમ છે
વૈભવ ઝાંઝવાના જળ છે સ્વામી ભવનમાં—કાંઇ૦

૧૦૨ તારાસુંદરી.

સંસાર સમજીએ શાણા મુસાફર ખાનુ
કોઇ નથી ટકયું કોઇ નથી ટકવાનું શાણા—
દુરદેશ તારો પ્યારા, અરે પરદેશી શાણા
કાલે વવારે ઉઠી તારે તો જવાનું શાણા—સંસાર૦
સગાને સબંધી તારાં પંખીનો મેળો શાણા
તારૂં જે માન્યું તેનો ન્યારૂં છે થવાનું શાણાં—
સંસારના આ ધામમાં વિશ્રામ છે ઘડી ચારતો
ઉચો ન આવે કામથી આરામના પળવારનો,
આળસ તજીને તું સજી તજી તત આ સંસારનો,
જાવું જરૂર પડસે ઉઠી,—ડંકા થતાં દરબારનો;

સત્તેની શિરોઇ નીતિ જળે ભરી રાખ શાણા.
ભગવત ભજન ભાતુ ભીડ ભાગવાનું શાણા. મુસાફર.

૧૦૩ રામ રતન.

રૂપ રૂપ શું કરો મુરખ જન રૂપ ઉપરે મરે
ભાગ્ય જોગે કાંઇ રોગ થાય તો રંગ રૂપ કયાં ઠરે
નથી હું રૂપતણી પ્યાસી, માત્ર છું ગુણની અભિલાષી.
કસ્તુરી છે કાળી તોપણ વખતે જીવન દેછે
સફેદ સોમલ સરૂપવાન તે તુરત પ્રાણ હરી લે છે—નથી હું
સુજાણ બાળા લક્ષ્મી વિણ છે, રૂપ ગુણ સર્વ નકામું
સત્ય કહું તો લક્ષ્મી વિણ છે જીવતર સર્વ નકામું
નથી લક્ષ્મી એની પાસે કરો હઠ શા સુખની આશે.
ગુણની લક્ષ્મી ગુલામ થઇને સદા પાય સેવે છે
ગુણવિણ લક્ષ્મી કોઇની રહીના કોઈ પાસે નવ રહે છે.
લક્ષ્મી ઘર ઘર ફરનારી જેમ રખડે લપટ નારી
કોઇ સબળ શત્રુ જાગે તો લક્ષ્મી લૂટી લેછે
ગુણ લૂંટયો ના લૂટાયે એ મરતાં સાથ મરે છે—લક્ષ્મી
તો પણ માણી સુંજાણ બાળા, હુ નથી યોગ્ય થનારો.
રત્ન તેમ છો રાજ કુળનું, હુ છું દાસ બીચારો
ઉંચને ઉંચા કુળમાં ભળે, નીચને જાત નીચમા મળે;
પરવત શિખરે પથ્થર પાકે મણિ ખાંણમા માયે;
નીચી ખાંણના મણીના કરતાં પથ્થર સું ચઢી જાશે.
કહોને કુળને કરવું શું, ધરી શીર પથ્થર મરતું સું.

૧૦૪ પવિત્ર લક્ષ્મી.

નયન મિલાવી લે ઓ છબીલી, નયન ગીલાવી લે;
ચટપટી ચિતમા લાગી ચતુંરા, ચુંબન કરવા દે,
મોતનમાળા જડીયન સાડી, જે જોઇએ તે લે—રસીલી
લગની લલના લાગી રહી, તુજ ચ્હેરો જોવા દે;
નાજુક વેલી કોમળ ખીલેલી, કળી ચુટવા દે—છબીલી.
મદન અગન તનમા લાગી, જલદી બુઝાવી દે—છબીલી.
આલીંગન આવી અલબેલી, ભેટે પ્રેમની લે—છબીલી.
અધરામૃત રસપાન કરાવી, મધુર વચનરસ મુખ કહે—રસીલી

૧૦૫ દ્રોપદી.

સખી સ્વપ્ન મહીં મનમોહન મેં નીરખ્યા એકાન્ત વિશે શયને,
શરમાઇ રહી રતી નાથ મહે મુખથી નહીં કાંઇ બોલાય અરે;

નિચુ' જોઇ રહી દ્રગ પ્રેમ ભરી ખણુની પ્રધી નીજ પાગ અરે
કર સાહી રસીક રૂદે વળગ્યા કરતાં બળશેન થયા અળગા;
તુટી હાર ગયો એ રકા જકમાં કસી કચુકીનો છુટી જાય અરે,
છુટી કેશ ગયા વિખરાઇ અને ગઇ દેહ કળી કરમાઇ અરે
ગયાં સ્નેહથી વસ્ત્ર ભીંજાઇ અરે પણુ નાથ થયા નગણુાજ અરે,
મનથી મન સેજ ગયુ' પીગળી જેમ સાકર દુધની સ'ગ ભળી;
કીધ ભોજન નાથની સાથ મળી મુખવાસ સુવાસ અપાય અરે.
સુખ તાંબુલની પીચકારી ઉડી રે અચાનક નાથને અ ગ પડી.
સખી તે રજની અને તેજ ઘડી રમિયો રીસ લાવી રીસાય અરે,
સજી શસ્ત્ર શરીર શું અશ્વ ચડી રણુ જાય પ્રિયુ અરે હુથી લડી;
સખીઓ વિનવું' તમ પાગ પડી કરો જે રીત નાથ મનાય અરે.

૧૦૬ પ્રતાપીચ'દ

રાગ. સાર'ગ.

નવલ યોવના કુવે, ફુલ ફુલે ગુલઝાર ડાલીએ ચઢી કુવે
નવન સુખે મલક મુખે, રસીક મ ન રસાળ.
મદ ભરી રસ ર'ગ ભરી ચાલે ગજ ગામિની ચાલ (ન)
રશીલા રગીલા છબીલા બામન ભ્રમર કર્યો છેલ
નકભરી બકવાદ કરે શુ જાણે હગ ડાભેલ (ન)
ઘેલી છકલી નવેલી સાહેલી સુ સાસરે સાકર શેલ,
લુચ્ચી ચતુરી હારી હું તુંથી મારો કેડો ગેલ. (ન)

૧૦૭

રાગ૦ સુ નગ્યર વસત થઇ નાચી રહ્યો
સ૦ મત સ'ગનો આનદ અ'ગ વ્યાપી રહ્યો
વ્યાપી રહ્યો નહી જાયે કહ્યો—શું૦
(શાખી)
વેદ વચનથી સીધ છે મન ન કરો આવાર.
સત સગ સર્વનુ મૂળ છે સતમનથી નીરધાર
મુક્તિ મેળવવાનું' સાધન સત સગ છે. (૨)
સાણુી સમય નહી આવે ગયો શું,
શાખી
સત સ'ગી સતીઓ થઇ, યુગ યુગ મહી અપાર
અમર નામ કરી અગાય થઇ, સફલ કર્યો અવતાર
અનસુયા અનીરૂધની બે, તારા રાણીરે
સતી સુલોચના ને સોન થઇ ધણી શાણીરે

સાખી.

સર્મા સુભદ્રા સતી ગુણ ગાંધારી નાર
કૌશલ્ય સદગુણનો ભંડાર કુન્તા થયા
એનો સત સંગ કરો સીના સતી-
જાણો જરૂર મન મોક્ષ

૧૦૮

ત્યાગી બન્યા પણ ત્યાગ ન કીધો, વાસના રહી વળગી,
ભગવાં પ્હેરી વશ બદલ્યો પણ, તૃષ્ણા ન થઇ અળગી;
જુઓ ભગવાના ભવાડા, શુષ્ક વેદાંતીના ધુવાડા,
સોહં સોહં જાપ જપે નિત્ય વાચક જ્ઞાનની વાત;
આપ બુડયા એ અન્યુ શું તારે, પ્રબળ વિકારો માથ.
પડે ધરમપર ધાડાં બ્હાર વાનો કુહાડા. ત્યાગી૦

૧૦૯ કુંડલા.

આવી ઉભા, મતના માન્યા કયાથી આવ્યા,
જોઉં ન કયાંઈ, દર્પણુમાં તો દીસો ડાહ્યા;
ઝાંઝવાના પાણી આતો, ત્રષા ન ટાળે શિદ
દેખાતો, રાક્ષસી માયા કરી મલકાતો,
ડગું ન દેખી જોઇ રળીયાતો; આવી.

૧૧૦

આવી બેસો, ઉછરંગે અલબેલી.
તું તો મારે પ્યારી ર્હેલી, આવો કરીએ કાન્તા કેવી,
ચુમ્મન દેશો આલિંગન દે હેલી,
તારા મનનો મેલજ મેલી, જોજે થતી હવે નહી ઘેલી;
આઘા જાઓ નહીં મલચાવો, ભામનિ ભોળવવી શું ધારી;
આજ સુધી નવ જોયું માસું, સાચું વદનારા કેમ માનું,
મુખના મિઠા, આજ દીઠા, દુર જયરે થઇ શોકો મારી. આવી૦
વાલી મારી, ભોલી તારી, ટાળી શકું નહી હું ન્યારી;
શોકો તારી કોણુ બિચારી, બોલ વીચારી, ઘુમટ ટાળી;
મદાલસા કુન્ડલાથી હારી, કરવા આવ્યા મને નારી;
જોઇ લેશો. મુખડાનો આ મટકો,
પ્રાયલને ઢાળે આ લટકો જો જો જોઇને નવ ફટકો

૧૧૧

અનસૂયા—મ્હેમાન થયા તમે મ્હારાં,
અપ્સરાઓ--સ્વીકારશો મ્હેમાની.

**અનસૂયા**—મ્હેમાન કરે મ્હેમાની–દુનિયા કહે દીવાની. (૨)
**લક્ષ્મી**—ધરી વસ્ત્રાભૂષણ અંગે. (૨)
કરો રમત ગમત અમ સંગે. (૨)
**રતિ**—ઝુઝીએ મદનના જંગે,
**અપ્સરાઓ**—સ્વીકારશો મ્હેમાની.
**અનસૂયા**—જેવી નીર વિનની સરિતા. (૨)
તેવી વ્હાલા વિણુ વનિતા. (૨)
બીજી વ્યર્થ બધી મસ્તાની
દુનીયા કહે દીવાની (૨)

**લક્ષ્મી**—કંઠે ધરો કુસુમની માળા, (૨)
પ્હેરો નીલમ હાર રૂપાળા (૨)
શિર ઉપર મુગટ છોગાળા. (૨)
**અપ્સરાઓ**—સ્વીકારશો મ્હેમાની.
**અનસૂયા**—જેના પતી વસે પરદેશે,
તેને રહેવું શા વેશેરે (૨)
બીજી વ્યર્થ બધી મસ્તાની
દુનીયા કહે દીવાની. (૨)

## ૧૧૨

**નર્મદા**—મનસુબા માળી તન બાગે બીજ વાવો જે દીલ ચ્હાય,
સુંદર ફળ ભારી ઇંદ્ર વરણુનાં ખાવા મન લલચાય,
કોઇ વાવે કેતકી કે કેવડા ચમેલી સારી,
કોઈ વાવે મોગરો ગુલાબ ગુલહજારી.
કોઇને જુઇ લાગે પ્યારી,
જાસુંદી કામણગારી,
વડલાને ડાળે નહીં ફળશે શ્રીફળ પણ ટેટા થાય થાય—મન
હિંગ હજાર છુપાવતાં, વાસ છુપાશે કેમ,
છાનાં પાપ અમાપની, છાપ પ્રગટશે એમ—મનસુબા.

## ૧૧૩

નરવીણ જગમાં નારતણી કીમત કોડી કહાવે,
હલકું લોહી ગણી અબળાનું જુઠાં આળ ચડાવે.—નાર.
વ્હાલાં પણ વેરી થઇ જેને જેમ ફાવે તેમ બોલે,
કંથ વિનાની કામિનીનું જીવતર તરણા તોલે—નાર.
કુડ કપટની ભરી કુલટાઓ લાલચ દઇ લલચાવે.
ભવ રણમાં બરથાર વીન. ભામાની લાજ લુંટાવે.—નાર.

—નારદ—

૧૧૪

નહીં ચીજ કોઈ ગણી, ગરજ સમ નહીં ચીજ કોઇ ભણી
માનવંતનિજ માન મૂકી, દુશ્મનને પડતાં હળી-ગરજ
**પાર્વતી**-બળીયા પણ નિર્બળને નમતા, રાય રંક ઘર જાય,
**સાવિત્રી**-સોંઘુ પણ મોંઘું થઇ બેસે. કળા શકાય ન કળી-ગરજ.
**લક્ષ્મી**-સમયાધિન થઇ ઝેર હળાહળ, પીવું અમરત ગણી
**નારદ**-જઇ મહાસતીને શીપ નમાવો-જાય આપદા ટળી-ગરજ.

૧૧૫

**કુન્દન**—ઉપકાર અનુપમ થયો સુંદરી, દે બદલો કિરતાર !
**આણેક**—સત્કાર વિસરીયે કેમ અતીતીનો જે છે અધિકાર.
**કુન્દન**—વસ્તુકરતાં વહાલ કિમતી છે !
**આણેક**—કાંડી તે કિમતી શુ રતી છે !
**કુન્દન**—કાંડીના બળપર સૃષ્ટિનો છે સઘળો આધાર.
**આણેક**—કાડી શું દીવા દાડી છે ?
**કુન્દન**—ગૃહ-જીવનની સુખ-હાંડી છે;
**આણેક**—"થે કપૂ-વેરીમચ"
**કુન્દન**—"ગુડગાય ;—ઉપકાર"

૧૧૬

( દિવતાદી. )

બોલુ કયાં મેરે પ્યારેકી બતીઆ ( ૨ )
ખોલું કશાં મેરી છોટીસી છતીયા
નધરીચેન, સધરીરેન ચુમી ચુમી
બદન સયનમેં દુઃખ કરી ડારી
પકરી જુગલ કરી સયન બસન કરી
મરોરડારે બસકો મેરેકા મેલ અંગ. બોક
એસે નીરદય નાથકો સ્વપ્ને કરના સંગ
ત્રેસ બઢગોત નમે અતિ, રદ્દકો ભયો હુલાસ
તેમેં એસો જાનતી, તો ના જાતી પીયુકે પાસ

૧૧૭

( કૃશ્ન—રાધા રાસ )

કહ્યું ના માને જસોદાજી રોકાન. ( ૨ )
એ કોરે ગંગાવાલા, ઓલી કોરે જમના
બીચ ગોકુલીયું રૂડુ ગામ—
વંદ્રા વનમાં વાલે રાસ રચ્યો છે
સોલસો ગોપીમાં ઘેલો કાન

રૂડા રાણાના મંદીરીયા તજી
નીચના લીધા છે તમે ધાન—કહ્યું
બાઇ મીરા કહે છે પ્રભુ ગીરધર નાગરએ
હરી ભજવામાં મારૂ ધ્યાન.

૧૧૮ ઉદયભાણ.

બાળા ભોળારે કુમારકા પરણીને પસ્તાયારે
પહેલાં ફુલી થયાં ફાળકા, હઇડામાં હરખાયારે
ચાર દીન વહુ લાડકા, મનડામાં મલકાયા રે
મેં તો જાણ્યું કે બાઇ ફુલડે પુજાશું;
ખાજાં જલેબી નીત નીત ખાઇશું.
મેં આગથી મનમા ધાર્યું માનમડી મરડાઇશું;
નણદીના વીરાને ઘડી ટીંગળાવી ભાગોળે ભુ પાઇશુ રે
મોહન મળીયા, વાતમાં વઢીયા—
નળીયા ખખડીયાં, વાણી ફિચઢીયાં (લે રાંડ દીવો)
મેં કહ્યું ફિહું (૨) ચડસમાં ચડીઆ, ખુબ કકળીઆ,
ઉહુનુ ઓસડ ધોકા પડોયા—પરણી
પરણ્યો પીટયો પરઘેર ભટક ઘરમા ન ખાવા પીવા રે
વરણાગીમા વાંકા હીંડે, પતિ કુળ એવા દીવા રે

૧૧૯ વિબુધ વિજય.

પ્રેમનો કોલ દીધો રાજકુમાર મારા થઇ ચુકયા પ્રાણ આધાર
મારા રસીયા રાજકુમાર—પ્રેમનો.
લીઓ કોલ આ પ્રીતથી, ગણો સદાનો દાસ;
રસીયા રમ અમ કરી! બાંધી પ્રેમનો પાસ—પ્રેમનો
મધુર મુખ જોયા વીના, ક્ષણ હવે રહ્યું નવ જાય;
ધર્મ વિધિથી હસ્ત મેળવ્યા, વિના ચુંબન નવ થાય.
પ્રેમનો કોલ દીધો રાજકુમાર.

૧૨૦ ઉમાદેવડી.

હરમાન ઘરમાંડી હડીઓ કરે ત્યાંનો કેવી રીતે બેટા બાઉ બને
ઘંટીના ગાળાને બંટીના ફાકા ત્યાં ખીરને ખાંડનું કેહેતુ મને
આરે તો માડી નહીં બસ બાઉ, ખાઉ તો બાઉજઆઉજખાઉં
જા જા પીટયા હું તો કયાં લેવા જાઉ—હરમાન.
માડી મને બાઉ, ઉફ્ફ મન બાઉ,
કાળા મોંના કયમ કાળજુ ખાઉ—હરમાન
માડી મને બાઉ, હુહું મને બાઉ, જાને તું લાવ બસ બાઉ (૩)

# મળતા પુસ્તકોનું સુચીપત્ર.

### વાર્તાનાં પુસ્તકો.

| | |
|---|---|
| ચાંદવદનની મોહની | ૦-૮-૦ |
| રૂપસુતારા | ૦-૮-૦ |
| અંધ સારંગીવાળો. | ૦-૬-૦ |
| દેવીપુત્ર બાલમજી પરમાર ભાગ ૧ લો. | ૦-૧૨-૦ |
| " ભાગ. ૨ જો | ૦-૧૨-૦ |
| જશુસિંહ પરમાર ભા. ૧ લો. | ૦-૧૨-૦ |
| " ભાગ ૨ જો. | ૦-૧૨-૦ |
| બાકદીરના તમાશા | ૦-૪-૦ |
| રૂક્ષ્મણ સતી | ૦-૬-૦ |
| બાલા વાઘેલી | ૦-૪-૦ |
| સ્ત્રીઓનાં ચરીત્રો | ૦-૬-૦ |
| હરીબલ મચ્છી | ૦-૮-૦ |
| ખંભાતનો ખુની | ૦-૮-૦ |
| બાદશાહ અને બીરબલ બાર ભાગ. | ૦-૮-૦ |
| મીઠી મધુરી વાતો | ૦-૮-૦ |
| સ્વર્ગની સુંદરી | ૦-૮-૦ |
| ચતુરસીંહ ઠગારો ભા ૧ લો | ૦-૪-૦ |
| " ભાગ ૨ જો | ૦-૪-૦ |
| " ભાગ ૩ જો | ૦-૪-૦ |
| " ભાગ ૪ થો | ૦-૪-૦ |
| ગમ્મત ખંડ પેટ દબાવી હસવાનું પુસ્તક | ૦-૪-૦ |

### વાર્તાનાં પુસ્તકો.

| | |
|---|---|
| ચંદરાજ પ્રભાવતી | ૦- |
| રાજ કઠીયારાની વારતા. | ૦-૧ |
| વીણાવેલી | ૦- |
| વીર કુમાર | ૦- |
| મોહનીચંદ્ર | ૦- |
| અજબ મોહની | ૦-૪-૦ |
| ભોજ કવી કાળીદાસ | ૦-૬-૦ |

### ગાયણ સાથે મોટાં નાટકો.

| | |
|---|---|
| ભરથરી ચીત્રો સાથે | ૦-૬-૦ |
| બીલ્વમંગળ ઉર્ફે સુરદાસ | ૦-૬-૦ |
| જગદેવ પરમાર | ૦-૮-૦ |
| ચાપરાજહાડો | ૦-૮-૦ |
| હરીશ્ચંદ્ર તારામતી | ૦-૮-૦ |
| ગોપીચંદ | ૦-૬-૦ |
| ગજુકદેવી | ૦-૬-૦ |
| સુદામાજી | ૦-૭-૦ |
| વનરાજ ચાવડો | ૦-૬-૦ |
| લીલાવતી નાટક | ૦-૮-૦ |
| અભિમન્યુ | ૦-૮-૦ |
| સુરેખા હરણ | ૦-૬-૦ |

### જાદુનાં પુસ્તકો.

| | |
|---|---|
| દેવતાઈ જાદુગર ચીત્રો સાથે | ૦-૮-૦ |
| જંગી જાદુગર | ૦-૪-૦ |
| જાદુકળા પ્રકાશ | ૦-૧૨-૦ |

## જેશીંગભાઈ મોતીલાલ શાહની કંપની.

ઠે. રીચીરોડ—અમદાવાદ.